** ગાયનરૂપી **

# विक्रम स्त्री चरित्र नाटक.

२३८५ ( ઓપેરા )

છપાવિ પ્રસિદ્ધ કરનાર

## बु. महादेव रामचंद्र



## अमदावादमां

ત્રણ દરવાજા નજીક સ, ઉ. ના મકાનમાં

મ. સત્યોદય પ્રેસમાં

મગનલાલ મનસુખરામે છાપ્યુ

સવંત ૧૯૪૨ સન ૧૮૮૫

કિમત બે આના

# विक्रम स्त्री चरित्र नाटक.

[ઓપેરા.)

## प्रवेस्य १ लो.

### સ્થળ. ઉજેણ નગરી, વીક્રમની કચેરી

ઇશ્વરપ્રાર્થના. ચતુરાતું ગ્રાડસ ઘેલીરે એરાગ

હરી આ અરજ હમારીરે, લેજો ઉરમાંહે ધારીરે;
દયાસાગર દીન બંધુરે, અતુલ બળ કરૂણા સીંધુરે.
ચરણ તુજ લેવું ઉર ધારીરે. હરીઆ૦ ટેક
હરી સચરાચર વાશીરે, જગતપતી રૂપગુણ રાસીરે.
ગહન ગુણ તારા ભારીરે, હરીઆઅરજ૦ ૧
પુરૂસ્યોતમ બહુ નામીરે. વીશ્વંનર વીશ્વના સ્વામીરે;
તુજ ગુણ દીસે ભારીરે. હરીઆઅરજ૦ ૨
અવગુણ જોસ્યો હમારારે, તમો પીતુમાતછો પ્યારારે;
ઉગારજો નીજ પદ ધારીરે. હરીઆ૦ ૩



## प्रवेस्य २ जो.

### સ્થળ વિક્રમની કચેરી.

પાત્ર.

વીક્રમ, ચરીત્ર. પ્રધાન. સીપાઇઓ વગેરે રાજસભા.

કુબજયાને જયાદુ ડારા એ રાગ

રાજા-સુણો આજ સભાજનો, હું પુછુ એક વચનરે સુણો.
ચરીત્ર કરે જે નરનેનારી, તે પુછું આનંદરે. સુ૦
મોટું ચરીત્ર હસે કેનું, એ સંકયા મુજ મનરે, સુ૦
ચરત્રે વધે કહો નરકે નારી, નક્કીકરી આનંદરે. સુ૦
પડો ફેરવો પુરમાંહે ભાઈ, કોણ છતે મુજ મનરે સુ૦
(એમ રાજાએ કહ્યું કે નગર માંહે પડો ફેરવજો એ
સીપાઈ નગરમાં પડો ફેરવે છે.)

# प्रवेस्य ३ जो.

## સ્થળ ઉજેણીનો બજાર તેમાં શેઠનો મેહેલ

### પાત્ર.

દીકરી રૂપકુવરી. શીપાઇયો

નગરપડો ફરતો ફરતો તેના મેહેલની પાછલી બારી જે રસ્તા ઉપર રાજમારગમાં પડે છે. ત્યાં પેલી બાઇ બેઠીછે તે સાંભળે છે.

રાજા હું મેં કામકા એ રાગ,

શીપા—નરનારી બંને તણું ચરીત્ર કહાવે સાર;
પણ વધે કોણ બેઉ જણમાં ઉતરદો આ વાર;
જે જાણે તે નવ કહેતો, બ્રહ્મ હત્યાદીક પાપ.
રાજ વચનથી નીકળાછુ, કહેવાને અમો આપ;

( એવું સાંભળી કુંવરી કહે છે. )

રૂપકુવ-જાકે તારા રાયને, જે નર થકી શુ થાય;
ચરીત્ર કરે જે કામની તે કોણે નવ કળાય.

( એવું સાંભળી શીપાઈયો પાછા વળ્યા. )

# प्रवेश ४ थो.

## સ્થળ વીક્રમ સભા.

### પાત્ર નીચે મુજબ.

રાજા વીક્રમ ચરીત્ર પ્રધાન તથા મેહેતા શીપાઇયો વીગેરે કચેરીમાં બેઠા છે એટલે શીપાઇ કહે છે.

શુનરે કાલે દેરરે એ રાગ.

શી-સુનીએ અંર્જ ઇસબખ્તમેં તુમ ખાવંન ધરકે ધ્યાન
નગર સારામે ફીરા- ઔર દેખ્યા એક મકામ;
તારીફ ક્યા કરૂ ઉસકી મેં બડે ગોખ ઔર માલ.
વાંસે બોલી ગર્વસે ઓ બનીયા કેરી બાલ;
ક્યા કહુ મેં મુખસે, જબા ચલે નહીં રાજ.

ચોરત કામ કરે કભી, સો નરસે હોય ના આજ;
સુનકે હંમ પીછે વલે રુબ આએ અપને પાસ.
લડકી બેઠીથી વો ધનોપસાકે અવાસ,
રાજા-જાને તુ વેગે કરીને, તેના તાતની પાસ;
તેડી લાવ્ય વેગે કરી, તો પોંચે મનની આશ.
એટલે શીપાઇ જઇને શેઠને તડી આવે છે એટલે શેઠ ને રાજા પુછે છે.

## રાગ ઉપર પ્રમાણે.

રાજા-સુણો શેઠ આણે સમે, વચન હમારૂ એક;
પુત્રી તમારી દીજીએ હુ માગુ ધરીને ટેક.
લગ્ન કરો શુભ રીતથી, ને તેડો નગરના સેઠ;
દુભે જો કોઇ જનતો તેને પોકાડીસ હેઠ.
ચરીત્ર કુંવર માહરો, તે પરણાવો આ વાર;
જાવો તમે ઉતાવળા કરો લગ્ન તણો નીરધાર.
શેઠ-એ શુ બોલ્યા ડાથજી, તમો મારી સાથ વચન;
ખરડી જાટય માયડી પ્રજા અમેમોટો માઝન;
મડવું પડે માયડેને ટજે મુજને નાટ.
ધડમરાજા ઠઇને એ શું બોલ્યો વાટ.
રાજા-સુણો શેઠ આણે સમે તમો નવ કરશો પંચ્યાત
નહીં આપો જો દીકરી તો લેઇશ હુ મારી જાત્ય
તેથી પુછો ને તમો એ બાઇને સર્વે પેર;
કેહેજો મુખથી એટલુ જે વરસો કોને ઘેર,
તે કહે તે હુ કરૂ નવ કરૂ અધરમ કામ;
દુભાવુ નહીં કોઇને છે વીક્રમ મારૂ નામ.



## પ્રવેશ ૫ સ્થળ ધનો ત્યાંમનો મેહેલ.

### પાત્ર.

ધનો કૃત્યંમ, રૂપકુંવરી, સુમતી, સટરલી, ગડબડ, સડપ લી માહાબુદ્ધી.

શેઠ ઘરમાં આવી એકલો રડેછે પછે સરવે ભેગુ થાય છે

## ધરતી દેજો મરવા કેરો માગરે એ રાગ.

બાડે આ શું દયું વીપડીત કાગડે; હવે હમો કેમ કરીએ

કેખા ડાગ્ના પકડીને મ્યામડે, વીસ ખાઇ મડીએ.
કુતડી મારી કાંઇ ના સમજે; બોડી અમહુ વચનડે;
ટેસાચુ માની કુપડી ફેર માગુડે ડાજનરે. હવે હમો૦

એટલે શુમતી તથા તેની દસી સડપલી અને મીયાં સટરલી ત્યાં આવ્યા ત્યારે

### રાગ ઉપર પ્રમાણે

સુમ-કેમ રવોછો મારા સમરે, બડયું તમે બોલોને;
નથીપડી મુને કાંઈ ગમરે; બડયુ તમે બોલોને,
મારા સમ સાચુ કો સ્વામી; ઉદાસી કેમ આજરે,
સાકારણ રડવું પડેછે સાચુ કહોને રાજ્ય. બડયુ૦

શેઠ-રાજા આપણી રૂપકુવરીને પોતાના છોકરા સથે માગુ કરે છે ! તેનું શું કરવું ? તે સામળી સુમતી (તેની બાયડી) કહે આપણી ન્યાતના શેઠીયા પટેલીયાને પુછીયે તે સાંભળી શેઠ પોતાની નાતના આગેવાનોને બોલાવવા સીપાઇને મોકલેછે ને તે તેડીલાવે છે ને તેઓ આવીને કુંવરીની મરજી મુજબ વરતવાને પરવાનગી આપે છે ને વિદાય થાય છે.

એવું રાજાને કેહેજો એટલે ગોર કેહેવા જાય છે એટલે રાજા જાન લઇને આવે છે.



# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ ધનોપચંદનો મેપેલ

ધનોપચંદનો મેહેલ, લગન મંડપ, માયરૂ.

### પાત્ર.

વર-વીક્રમનો કુંવર, વીક્રમ-ઉજેણનો રાજા, પ્રધાન-વીક્રમનો, શેઠ-માઝા વિગેરે, વર કન્યા-જાનડીઓ જાનીયા, ગોર-ગડબડ

વરને પોંખીને માયરામાં પધરાવે છે. જાંનડીયો ગીત ગાયછેમરાગણ ફેરા ફેરવે છે નેરશ્લોક બોલે છે.

એક હડી પેલાં વરવડીયાને કેહે છે કે ઉઠે ઝટ ફેરો ફેરો ફરોને બેશી કેમ રહયાછો થાક લાગ્યો છે કે શું !

એવું સાંભળી પ્રધાન કેહે છે માહારાજ શું બોલો છો; કાંઇ મદ ચડયો છે કે શું?

**માહારાજ**-હોવે હોવે મદ લાવોતે કેટલી વાર થઇ તોએ લાવતા નથી.

**પ્રધાન**-આડુ શું બોલોછો આવું બેહેકયાછો કે શું.

**ગોર**-એ એકાતો જોઇશેજ તો હવે કાંઇ મને પછે વાર છે.

પરણાવી જાનને વિદાય કરે છે રાજા કંન્યાને તેડી જાય છે ઘેર જઈ એક કોટડીમાં પુરે છે.



# अंक २ जो. प्रवेश १ लो.

## સ્થળ વીક્રમનો મેહેલ

પા.

દાશી--રૂપકુંવરીને જાળીએથી ખાવાનું આપનાર.

કોટડીમાં રૂપકુંવરીને પુરી બારણું બંધ કરયું.

વીક્રમકુંવરને પરદેશ મોકલે છે.

### રાગ ઇંદર સભાનો.

**વી**-સુણરે મારા દીકરા તું વચન કહુ તે આજ;
અલખ નગરમાં પરવરો સચવો આપણુ રાજ.
કામ કાજ ચલાવજો સહુ રાજ રીતથી ત્યાંહાંય.
કામ પડશે ગાદરે તો તેડાવીશ હું આંહે.
(એટલે કુવર દેશ સાચવવા ગયો.)



# प्रवेश २ जो.

હવે રૂપકુંવરી ખાવા આપવા આપતારને કેહે છે.

### રાગ ઓખાહરણનો.

તું તો સાંભળ દાશી વચન માને માહરા જીવનીજીવન;
જો વચન રાખે ઉર માંહે, બઈ બોલ કહુ હું આંહે.

મારૂ કામ જે દુખ રૂપી ઝાડ, તેહું આની શતારો પાડ;
દા-આપ કાહો તે ન કરૂં હું કામ, તો રૂઠે મુજને શ્રીરામ
રૂ-તુને નમુ કરી પ્રણામ, મુજ માતને લાવ્ય આ ઠામ;
મુને વીયોગ વહની સમાય, કરીએ વાતો દીકરીને માય.
'તેની માને દાશી બોલાવી ત્યારે માને દીકરી કહુ છે.

## (રાગ કાલીંગડો.)

સુણોરે મારી માતા દુખ ઉર ભારી,
અરે રાયે કાંઇ નાં વાત વીચારી. સુણોને.
વજ કોટડીમાં પુરી મુજને મળે ન નાઠાબારી,
આ દુઃખથી કઢાવે એવું કેઈ નથીરે તુજ ટાળી સુ૦
તુજ મેહેલથી સુરંગ ખોદાવી દે મુજ પાસે બારી,
મુજ સાટે મુકય આ સ્થાનકે બેન નાંના જે મારી સુ૦
એકવાર છોડાવે મુજને તો જાણું તુને ઉપકારી,
હારય મનાવું રાજકુંવરને લઉ રાજ લક્ષ્મી સારી સુ૦
મા-રડે છે શાને માટે દુખ મન લાવી,
થોડા દીવસમાં લેઈશ બોલાવી. રડે છે શાને માટે
તેં કહ્યું તે કારજ કરવું મુજ મન વાત એ ભાવી,
લાડકવાઈ તુજ દુખ દેખાં દયા ઘણી મુને આવી. રડે૦
(તેની માએ સુરંગ ખોદાવી તેમાંથી રૂપકુંવરીને કાઢી લેઇ તેની બેનને ત્યાં મુકીએ રૂપકુંવરી અલખનગરના વીશે મઈયારીના વેશે જશે)

# પ્રવેશ ૩ જો.

## સ્થળ. અલખ નગરના બજારનો દેખાવ

### પાત્ર

ગોવાલણ રાજા પ્રધાન સીપાઇયો વિગરે.

રૂપકુંવરી ગોવાલનનો વેશ લેઇને બજારમાં આવે છે તેનો સંવાદ.

## રાગ ઇંદરસભા.

સીપાઇ- હે મઇયારા સુણુ લે તું કેહેદે મઇકા મુલ,

દામ થાયજે ઉસકા સબ કરલો તુમ વસુલ.

**મહીયારી**-અકતે ગે કયા મુખસે કયા દોગે મહીકા મુલ,
ગહી ચખો હોમાહરા તો જીનગી હોયગી ધુલ.

## પ્રધાન કેહે છે--રાગ ઈંદરસભા.

સુણ ગોવાલન જે કહ્યું તેનો દયો જવાબ,
સોનાવડે દુધ બેચવુ તે કારણ કોને આપ.
કોણ દેશથી આવીયાં ને શું તમારૂ નામ,
કોણ તણાં છો દીકરી ને જાવું કાણે ઠામ.
શા ભાવુ તમે વેચીયુ છે મહી જે આણે ઠામ.
મુલ કહીને તેહનું તમો લ્યો ગણીને દામ.
(એવું વચન સાંભળી મહીયારી આડુ જુવે છે ત્યારે પ્ર
ધાન કેહે છે)

**પ્રધાન**- ઉતર કેમ દેતા નથી સુણો ગોવાલણ
મુલ લેઇ મહી લીજીએ તો થાય રૂડુ કાજ.

## અરે કોન હે તુ તેરા એરાગ.

**મહીયારી**- અરે નાં બોલો રાજ સાથે વચન,
સુણી મુલ મહીનું ઉતરશેજ મન.
લેશે મહી મારૂકો રાજ કુમાર,
હશે એમને ઠામ ગરથ અપાર.
નહીં તો ન ચાખે અવર કોઇ જન,
પુછયું જો તમે તો કહ્યું મે વચન.

પ્રધાન છાનો રહયો.

**રાજા**-કહી દે મહીનું મુલરે વેલી કહી દે મહીનું મુલ.
જો ખાતી ભુલયરે વ્હેલી કહી દે મહીનું મુલ.
નગર મારે આવીનેરે તું બેઠી મધ્ય બજાર,
તે કારણ મહી લેવા માટે આવ્યો છું આ ઠારરે વે.

**ગોવાલણ**-મુકો મનની માંગરે રાજા મુકો મનની મામ.
હારી જાશો હામરે લેતાં હારી જાશો હામ.
છાંટો ચાખવું સેહેજ નથી છે અમુલ્ય મારૂ મહી;
જાઓ પાછા ઘેર આપનેરે શીદ ભારમમાયે અહીં. રા.

રાજા- હું કુંવર વિક્રમનોરે તું સુણ્ય મહીયારી વાણ્ય,
પાછો જાવું મુખ બોલીને તો થાય યશનો હાણ્યરે. વે.
મહીયારી-સાંભળ્ય આખા ભવ વિશે,
કાંઇ જાણે એકજ બાળ;
તે રીતે વેણુ નીકળ્યું બીજું,
હોય ન ત્રણુ કાળ રાજા ૪
રાજા-મુલ કહે જે મુખ થકી તું ના આપે આણી હાર,
ઇચ્છા આણુ છે મુજને લે વચન કર મોઝારરે વે૦ ૫
એમ કરી રાજાએ વચન આપ્યુ
મહીયારી-દેશ દહાંમાં પાલખારે, કાંઇ હેય ગરથ અપાર;
લખી આપોને ગમે આ સ્થળે,
તો હું પોચાડું મહીદવારરે રાજા ૬
રાજાએ લખત કરી આપ્યું. અને મહીયારણ ગહી લેઇ
રાજાને મોહોલે ગઇ.



# પ્રવેશ ૪થો.

## સ્થળ ચરીત્રનો મેહેલ

### પાત્ર

ચરીત્ર મહીયારી વેશે

રાતરે રાજા અને મહીયારી રંગ મેહેલમાં ગયાં ત્યાં રાજાને કામ ભાવી હગીને તેનો રૂમાલ હાથની વીટી અને એક કટાર તે લેઇને સવારે રસ્તે પડી રજા જાગ્યો ત્યારે તેને દીઠી નહી તેથી ઉદાશીમાં ગાયન કરે છે.

### સરપે-આંખેપે. એરાગ

રાજા- અરે હો પ્રાણ પ્યારી પ્રીય મારી કયાં ગઇ;
હતી પાસ મારી આજ ઉઠી કયાં રહી.. ૧
બોલ્ય બોલ્ય મારા સમ છે તુંને સહી;
તારે રૂપે મારૂં મન વીંધ્યું છે અહીં, ૨
તારી વાણીનો વીલાસ મુને સાંભરે હે,

આરી અરથનું અમરીન મુને પાખરે ૩
એરે એસેજ આ સુતી છે કેમ માહરી;
કયાં ગઇ પ્રીય મારી ચીત મારને હરી, ૪
તારૂં શરીર સુગડ અતી મુને ભાસતું,
તુજને નીહાળને બહુ મન મારૂં રાચતું. ૫
નથી બોલ્યો હું કાંઇ રાતમાં તુને અહીં,
તારી મરજી પ્રમાણે રહ્યો હતો સહી ૬
કેહુ રીસ કાંઇ ચડી છે પ્યારી તુજને;
સાચું કેહે મારા સમ છે આવી મુજને. ૭
નહીં તો પ્રાણ જાશે મારે તલખી ખરે
મળેને વેગે આવી આજ મારૂં મન ઠરે ૮
અરે પ્રાણ પ્યારી નારી મારી કયાં ગઇ,
આજ આવીને મુને દેને ધીર આજ અહીં. ૯
મુને તુજ વીના રેહેવાતુ નથી સુંદરી,
આજ કેમ ગઇ પ્રાણ મારાને હરી. ૧૦
હવે શું કરૂં આ ઠામ તું વીના અહીં,
કહું શું મુખે મારો પ્રાણ તો જશે સહી. ૧૧
રહું હું દાસ થઇને તારો સદા સુંદરી,
મળ એક વાર પાછી મુજને તું દયા કરી. ૧૨
એમ વિલાપ કરે છે પડદો પડે છે.

# પ્રવેશ ૯ મો.

## સ્થળ ઉજણ નગરીમાં મેહેલ

## પાત્ર

રૂપકુંવરી કુમતી માતાને કેહે છે

ગતી હુ ઓર નાચ સદા કામહે મારા એ રામ

કુંવરી- માત કામ કરી અનું હું તો આજ આંહીં,
વાત છાનો રાખજે જેમ જાણે નહીં કેઈ.
બાળ મારે થાય જ્યારે ખબર લેજે તું,
કોટડી છે માહરી ત્યાં જઇશ હવે હું.

---

એમ કહી પોતે કોટડીમાં ગઇ ને નવ માસ પુરા થએ પુત્ર જન્મો રાજકુંવર પણુ પોતાને ઘેર પીતાની પાસે આવ્યો છે. પેલો કુંવર ત્રણ વરસનો થયો કે આંને મનમાં વિચાર કરયો જે હવે મારે એક બીજો પુત્ર ઉતપન કરવો તેથી પોતે જોગણનો વેશ લેઇ જાય છે પોતાની માતાને કેહે છે.

---

**ઓધવ નંદનો છોરો તે નમેરો થયો જો. એ રાગ**

**રૂપકુંવરી**-કરો કામ મારી માત કહું એટલું જો,
તો હું લાવું દ્રવ્ય આ કામ કહો તેટલું જો ક૦ ૧
ધરૂં વેશ હું જોગીનો માતા આ સ્થળે જો,
છળું કુંવર એ રાજાનો હું બુધી બળે જો ક૦ ૨
એક મડદુ કરીને લાવજો મસાણમાં જો,
કરીસ જીવતું હું બાળ ત્યાં સમશાનમાં જો ક૦ ૩
**માતા**-બેટા કરજે સુખે કામ હામ મન ધરી જો,
હું તો લાવીશ ત્યાં મડદુ બનાવટ કરીજો. બેટા૦ ૪

---

એમ કરી રૂપકુવરી પોતે અબધુતાણીનો વેશ લે છે અને પોતાની સંગાથે ચેલા વીગરે રાખી નીકળે છે.



# પ્રવેશ ૬.

## સ્થળ ઉજેણીના બજારનો ચોક

### પાત્ર.

જોગણ  મડદુ  ચરીત્ર

પેલા લોકો મડદુ લેઈને રોતા રોતા જાય છે કે ચેલા ને યોગણ કેહે

## સુનરે કાલે દેવરે એ રાગ

યોગણ- સુન એ ચેલા બાતડી કયાં હોતા હે બકોર,
કલેસસ કરકે જાતા હે ઉનકો લાને આ ઠેર.

ચેલો આવીને પેલા મડદાવાળાને કેહે છે.

સુનલો માહાજન બાત મારી અમો ગુરૂકી પાસ
એ સામનસેં જાનના આજ દુખ હુવા સબ નાસ
રડતે હો કીસ બાસતે તુમ કહેદો હમકુ બાત,
ગુરૂ હમેરા ઇસ બખતે દુખ હરેગા નીચાત. ૨
સજીવન વિદયાને વિશે હે ગુરૂજી બોત હુસીયાર,
જીતા કરદેગા અબી તુમ હસ્તે જાઓ ઘરબાર.

એમ કહીને તે પોતાના ગુરૂની પાસે લાવે છે. ત્યાં પેલી રૂપકુંવરી જોગણ છે તે પોતે વિભુતી લેઇને તેનાપર મંત્રીને નાખે છે કે તે છોકરો જીવતો થઈને ઉઠે છે તેથી તે જોગણીને શેઠ લોકો તો પગેજ લાગે છે ને પછી તો ત્યાં ઘણા લોકો આવ્યા કરે છે. પણ પેલા જોગણ કોઇથી બાશણ સરખું પણ કરતી નથી છેવટે બોલે છે અબે અબકલ યાંસે જાના હે ઉસ બાસતે હે ચે

લે હુંમ સબેરમે ઉઠકે સ્નાન શેવા કરકે ત્યાર હોના. ચેલા કેહે છે; અચ્છા. ગુરૂ જી એટલામાં વિક્રમનો કુંવર ત્યાં આવીને કેહે છે.

**ચરીત્ર**- નમો નારાયણ એમ કહી બેશે છે ત્યારે જોગણ બોલે છે આપે તુમ કોન હો! યહાં આનેકા ક્યા કામ હૈ.

**ચરીત્ર**- હમે તો રાજકુંવર હું આપકે દરશન કરનેકે કારણ આયા હું.

**જોગન**- ઐસા તગનો બેઠો થોડીવાર પછી હાથ જોડીને ચરીત્ર કેહે છે મહારાજ હમને એક બાત સુના હે જો કૃપા કરકે હમકો દાન દયો તો જોગન કેહે છે કોન બાત સુના હે જો કેહેના હો સો કહે દયો તો.

**ચરીત્ર**- મહેર રાજ આપકી પાસ સજીવન વિદ્યા હે સો હમકુ કૃપા કરકે બતાદયો તો અચ્છા જોગન કેહે હો એસ તુમ સીખોગે તો હમેરા ક્યા લેગે બહુત અચ્છા આજ રેનકી બખતમે તુમ આ કુરબાઈ આના પણ સુગુના જો તેરે મનમે સજીવન વીદ્યા શીખનેકા ખરા ઇરાદા હોવે તો તું એક સવાકરોડકી ઝુલ ઔર સાઢેતીનમન રતન જતના લાના ઇસમે હમેરે કુછભી કામ હે નાહી શીખકે તુમ પીછે લે જાના ચરીત્ર કેહે છે બહોત અચ્છા મે લેકે આવુંગા. પછી ચરીત્ર રતન ઝુલ લેઈને આવે છે ને તેની સાથે તે જોગણ સગ કરે છે પેલાં રતન તથા ઝુલ ત્યાં રેહે છે ને ચરીત્ર ઘેરે જાય છે કે પેલી જોગણ સર્વ સમેટી પોતાને ઘેર જાય છે.

# प्रवेश २ मो.

## સ્થળ રાજ સભા વીક્રમની

### પાત્ર.

રાજા, પ્રધાન, ચારિત્ર, રૂપકુવરી,
સભાજનો વગેરે સીપાહીઓ આદી

### સુનએ કાસેદેનરે એ રાગ

**રાજા** આઇજહરેક સમે તે ઉઠો ને ઘણી વાર,
કોટડી માંહીથી કાઢાડો જઇને રૂપાકુંને બહાર;
પુરે દીન પણ થયા છે શુણોને સર્વે જન.
ચરીત્ર એવું શું કર્યું તે જોવું મારે મન.

શીપાઈ રૂપકુંવરીને બોલાવા લાવે છે તે પડદામાંહે આવીને ઉભી રહે છે. ત્યારે પ્રધાન પુછેછે.

### રાગ ઉપર પ્રમાણે

શુણો બાઈ આ સમે તમને પુછે ભુપાળ.
ચરિત્ર જે આસ્ત્રી તણું તે દરસાવો આ ઠાર;
જ્યારે તમો બોલ્યા હુતાં બસીને મોહલ જનાબ;
તે માટે માગુ કરીને તમને લાવ્યા આહીંઆ.
બાર વરસ વીતી ગયાં છે પુરે કોટડી માંહી;
ચરીત્ર જોવા કારણે આજે તેડાં છે અહીં-

### નકરલાલ દેવ ઇસતાંકે કલામ એ રાગ

**રૂપકુવરી-** રહે છે પુરી મુજને બારી કેદ માંહ્ય
ચરીત્ર કહો પછી કરવું શું ત્યાંય
નહીં દાસી જન કોઇ માહરી પાસ
નહીં વાત કરવાતણો વીસવાસ

નહીં કહીએ કોઈ દેખુંજ જન
નહી માન મારી આવે કોઈ દન
તથાપી વચન આપો જો મુજ હાય
બતાવું ચરીત્ર હું સોજન સાય

વિક્રમ-અરે વધુમારી સુણો મુજ વાણુ
દુ છું તમને તોછે ઇશ્વર આણુ

(એમ કહી વચન આપેછે)

રૂ૦-સુણો રાય વાણી તો માહરી આજ
જોઇ કાજ વીપરીત કોપસ્યો આજ
પછી જો મુને છેહ દેસ્યોજ અહી
તો રાખીશેકે ન કો મુને જુહીં

રાજા-ન કોપુ કદાપી હું તાહરી સાય
સુખે વેણુ બોલો છે સીર મારો હાથ

રૂ૦-મારી માતને જઇ તેડો રાય વાપય
કુંવર લેઇ કુંવરી ત્યાં તેડેછે જાણુ

રાજા-સુણુરે કાલે દેવરે એ રાગ.
જાવો જલદી જન આસમે જ્યાં રૂપ વહુકેરી માત
તેડીલાવો તેહને અહીં કુંવર લેઈ સંઘાત

(સીપાઇયો તેડી લાવેછે ને કુંવર તેની માને જોઇને તેની પાસે દોડી જાયછે રાજા વીસમય પામીને સરમાય છે. કુંવર જોઇને ચરીત્ર કોપાયમાન થઇને કટાર લેઇ કહેછે રાય ઉપરનો.)

કુંવર ક્યાંથી તાહરે તું કહીદે સાચી વાણુ
નહીતર આ કટારથી હું લેઇશ તારો પ્રાણુ
લાજ ગુમાવી માહરી તેં આજ સભા મોઝાર
મારૂ તુજને આ સમે ને પછી મરૂહું હાર

(એમ કહીને કટાર કહાડેછે કે તેને સર્વે સમજાવેછે)

સભાજન-સુણો કુંવર સુલક્ષણુ નવ રીસ કરો આ વાર

કોણ રીતે પ્રગટ કર્યો છે એણે જુગલ કુંમાર
પુછો એને પ્રેમથી તો મળશે સર્વે ભેદ
સાહસ કામ કીવ થકી થાસે પસ્તાવો વેદ
કું૦—સાચુ બોલને આ સમે હું નહીતર લેઇશ પ્રાણ
કુંવર કોના લેઈ અને તું બતાવે નીરવાણ.
રૂ૦—નકર લાજદેવ હસતરાંક કલામ એ રાગ
પુછે છે મુને થઈ ગુસ્સે આ દાન
નહીં લાજ રહે સનમાને રાજન.
નખેવો કદાપી પોતાનોજ ભાર
માટે રહયો સગાની કરોધજ સાર
ચરીત્ર—અરેમુજ સાથે ન બોલીશ વાણુ
કહીદે ખરું કે હું લેઇશ પ્રાણ
રૂ૦—હેદુષ લીધુ હતું મારા રાજ્ય
ધનધાનને લખીઆપ્યું હું રાજ
રૂમાલ વીંટીઆપી હુંતી જે કાળ
લ્યો વસ્તુસથે આ મોટોજ બાળ
(એમ કહીને તે વચને પેલુ જખત રૂમાલ વીટીને મો
હોટા કુંવર વીક્રમને આપેછેચરીત્રનો નીચુ જોઈને સર
માઈ જાયછે.)

રૂ૦—સજીવન વીદયા તણી હતી હાથ
લેઈ મુલ રતનને આવ્યા તે ઠામ
લઘુ તન તહ સમે મારા નાથ
લ્યો માલને ધન તનની સંઘાત
હવે કામ કરજો વળી કોઇ દીન
કોઇ રાજ પડસ્યો પરાયે આધીર
સુણો સર્વે સભાતણા આજ જન
ટરે નારી કામ જે ધારે તે મન
(સર્વે જનો મળીને ગાયછે)

કૃપારામજને સર્વે સાંખી સજન
આવી ચરીત્રનો કર્યો ખેલ આદન
ગુણીજન મનમાં લહે ગુનુસાર
પડે મેલ માહે જે હોયે શુમાર
(એમ કહીને સર્વે જાયછે ને નાટક પુરૂ થાયછે



# जाहेरखबर

અમારે ત્યાં ઘણી જાતનાં પુસ્તકો એટલે કે પદ હુંસ બારમાસીઓ તથા ઘણી જાતનાં ગાયન રૂપી નાટકો, ખંડ તથા અમદાવાદમાં છપેલાં પુસ્તકો મળશે આ સિવાય નિચે લખેલે ઠેકાણેથી મળશે.

વીરમગામ—મુ જોશી નરશીમુળજી તથા મુળશંકર લલુ

વઢવાણ--મુ. પ્રાણશંકર રામજી તા. રાગા નાનજી.

લીંબડી- ગાંધી પુરસોતમ કાનજી સુબોધપ્રકાશના કર્તા તથા માંડવજી મુળજી.

મેંગણી---મુ. કપુરચંદ ભગાન તથા જટાશંકર ડોસજી

ભાવનગર--મુ. અમદુલહુસન અહમજી.

રાજકોટ--મુ. લખમીચંદ ઉત્તમચંદ.

મુંબાઇ—મુ. અમરતલાલ કાળીદાસ તથા બાળકૃષ્ણ જ- દમસુ.

જામનગર--મુ વલભ ધનજી

મુ. માહાદેવ રામચંદ્ર.

ઠે. અમદાવાદ ત્રણદરવાજા પાસે હોજની સામે